# चांपराजहाडो तथा सोनराणी

## નાટકનાં ગાયનો.

૩૮૯૭

ખાસ

ભાવનગર આર્ય હિતોપદેશક નાટક મંડળીને માટે

બનાવનાર

તુળજારામ રણછોડજી પંડ્યા.

પ્રસિદ્ધ કર્તા

घालूभाई कहानदास मणीआरनी कुं०

દશામોઢ વાણીયા ભાવનગર.

બુકસ એન્ડ કેપસેલર એન્ડ પબ્લિશર.

નિજ બાહુનાં બળ થકી, કરી કીર્તી પ્રકાશ;
સિંહ પંડ સો લાંઘણું, તોયે ચરે નહિ ઘાસ.



અમદાવાદ

ધીકાંટે "યુનિયન" પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યાં.



સંવત ૧૯૪૫. સને ૧૮૮૯.

કીંમત રૂ૦-૨-૦.

# अर्पण पत्रीका.



રા. રા. વડીલભાઈ શ્રી ભગવાનદાસ
દુર્લભદાસ પારેખ જનરલ મરચન્ટ
એન્ડ પબ્લીશર.

મુ૦ મહુવા
કાઠિયાવાડ.

આપ મારા અત્યંત સ્નેહી છો આપ અર્પણ પત્રીકા લઈ પ્રસિદ્ધિમાં આવવા ખુશી નથી પરંતુ આપના સર્વ ગુણોની માહિતી મેળવતાં મારૂં મન વશ રહેતું નથી.

આપની ઉદારતા દયાળુપણું શુદ્ધ ટેક સુધારાના અગ્રેસર દેશ દાઝ તથા વિદ્યા સાથે જે પ્રીતી ધરાવોછો તથા મીત્ર નીતિ જોઈ હું ઘણો ખુશી થાઊંછું જેથી કરી મારૂં લઘુ પુસ્તક આપનેજ ફક્ત સ્નેહમાં વૃદ્ધિ પામવા અર્પણ કર્યું છે તે સ્વીકારશો કોઈ ગૃહસ્થને અર્પણ કરવાથી મારા ગ્રંથને પૈસાનો લાભ મળે પણ હું પ્રીતીનો લાભ શ્રેષ્ટ માનુંછું.

લી૦ સેવક

**બાબુભાઈ કહાનદાસ મણીઆર.**
ભાવનગર.

૩૬૧૭

# चांपराज हाडो तथा सोनराणीना
# नाटकनां गायनो.

## मंगला चरण.

**ગજલ**— એ કાશગમ મેરા કભી જાએ ગાયા નહીં.

**સર્વપાત્રો**—

હું શરણ સ્વામી તાહરે તું આપ સન્મતિ,
કળી ન જાય કરી કૃપાળ અજબ તુજ ગતી. હું શરણ
નમું હું ગ્રંથ આદરી છે ગહન તુજ ગતી,
સાધ્ય આપ સત્વરે છે અલ્પ મુજ મતી. હું શરણ
ના જાણું ભેદ શાસ્ત્રનો ન જ્ઞાન મુજ રતી,
આધાર એક તાહરો કહું જગત પતી. હું શરણ
રટણ તુજ રાત્ર દીન કરે જોગી જતી,
તુજ કૃપાએ સીધી સર્વ થાયછે છતી. હું શરણ

**સુત્રધાર**—(નટીને ગાયન ગાવાની આજ્ઞા કરે છે. અને તે ગા.

**નટી**— (રાગ હોરી.)

પ્રીતિ કેવી લાગે છે પ્યારી પ્રિયા તણી પીયુને વર્ણન કરૂં હું આજ. ટેક

બક્ષી પ્રભુએ પુરૂષને નારી, થાય તેથી સુખ કારી;
નિર્મળી નેહનાં ઝરણું વહે જ્યાં, રમ્ય સ્થાન છે ભારી. પ્રીતી
મનહરણી નહીં નારી જગતમાં, જન્મ ગણો દુખ દાઇ;
પતિવ્રતા નારી હોયજો ગ્રહમાં, સ્વર્ગથી સુખ અધીકાઈ. પ્રીતી.

અ મીત થઈને પીયુ ઘર આવે, નીવારે દુખ સૌ નારી;
અન્યની ઈચ્છા ના ધરે ઉરમાં, દુખ તણી મોટી બારી. પ્રીતી.

**સુત્રધાર—** પ્રિયા તેવુંજ તદ્રસ્ય ચરીત્ર.

**(રાગ ગીતી.)**

ચાંપરાજ શુધ કુળે બુંદી મધ્યે થયો નૃપ ભારે,
સોન રાણી સ્ત્રી તેની પિયુ બચાવ્યો ભીડ પડી જ્યારે.

# ચાંપરાજ હાડો અને સોન રાણીના નાટકમાં

## ગવાતાં ગાયનો.

---

## અંક ૧ લો.

**સોનરાણી—**( પોતાના સ્વામીન બે દિવસ થયાં આવેલા નથી તેથી શોકાતુર થઈ દાસી પ્રતે કહે છે )

**લાવણી** ( દક્ષણી રાહ )

મન ના ગમે સંગ પીયુ વિનારે. ટેક
દીન રાત મન ઉચાટ, નિરખું કાંત,
થાઉં હું શાંન્ત જંખે પ્રાણ પ્રિયારે. મનના ગમે.
અન ના રૂચે પ્રિય પતિ વિનારે,
જીવન હાર મુજ શૃંગાર કરૂં વિહાર,
આવે જે વાર માનું જન્મ સફળ અતીરે. મનના ગમે.

**દાસી સુબોધા—** **રાગ ઉપરનો.**

પ્રીતી અધીક આપ; જેવી જળ મીંનનીરે. ટેક.
રાખો પ્રીત, શાસ્ત્ર રીત કહું ખચીત,
ધરોને ચીત સધ્યછો સતીરે. પ્રીત.

કામ દેવને રતીની પ્રીત જે હતીરે,
શીતારામ, રાધા સ્યામ, ધરે ધ્યાન;
કરવું પાન સદા અમ્રતનું અતીરે. પ્રીત.

સોનરાણી— રાગ માઢ.

આ મોગરોરે માલતી ચંબેલી શું ખીલી. ટેક.
ગુલબાસને ગુલાબ જુઇ જાઈ રહી ઝુમી. આ મોગરો.
પુષ્પ ચુટી પ્યારથી કર હાર તું સખી,
પ્રિય સ્વામી માટે લાવ તું કરી હારરે ગુંથી. આ મોગરો.
કંઠ પિયુને હાર નાંખું થાશે જોઈ મગન,
પિયુ તણો હું પ્યાર પામું પ્રભુ થાએ પ્રસંન. આ મોગરો.

( સોનરાણી પોતાના સ્વામી પ્રતે કહે છે )

## રાસડો.

પીયુ પેખજો ચાંદની રાત કે શરદની આવીરે
આવ્યા દીન ઘણે પ્રાણ આધાર આનંદ પામીરે.
હાર પુષ્પ કેરા કરૂં નાથ સુંદર તમ સારૂરે,
તે પેરાવું પીયુ કંઠ માંય ખુશી દીલ મારૂરે.
ઉમા કાંન્તનું પુજન આજ કરૂં હું પ્રીતેરે.
દુખ ભંજની દેવીનું રૂપ ચહુ સદા ચીતેરે.
દર વખતના ભોગ વીલાસ કરો પ્રાણ પ્યારારે,
ધરૂં વસ્ત્ર આ ભુષણ નાથ કરૂં તહીં ન્યારારે.
કરો ભોજન બેસીને પાસ પંખો કરૂં પ્રીતેરે
સુખે પોઢો પછી પ્રીય નાથ શેવા કરૂં ચીતેરે.

( પોતાની પ્રીયાના આવાં વચન સાંભળી કહે છે )

## રાગ શીખરણી.

મધુ મુખી તારાં અમ્રત સમ વચનજ સુણી,

થયો રાજી રામા જન્મ સફળ યો મુજ ગણી.
તુજ મૂર્તિ સારી શુદ્ધ ચિતે ધર ધ્યાન તું,
વિયોગે તુજ વાલી ભુલ્યો ભમુ દીન રાત હું.
( ચાંપરાજ પોતાના મંત્રીને રાજ્ય વ્યવસ્થા પુછે છે )

### રાગ બીહાગની ગજલ.

પ્રધાન મારા શું કર્યું, વિત્યો વખત અપાર,
સુણાવ અર્જ મને પ્રજાની, વિસ્તારીને સાર. પ્રધાન
આવ્યા કેસ જે કાલ તમને, કેમ કર્યા નિકાલ;
કર્યાં છે દીલ ડીગક્ષીના કે, છે હેરાન હાલ. પ્રધાન
સ્વ ધર્મ ત્યાગે નૃપતી જે, કરે કદી અન્યાય;
ધિક્કાર છે નિજ જાતને. મિથ્યા ભાર વહયો માંય. પ્રધાન
( પ્રધાનનો જવાબ )

### રાગ સદર.

બંદે નિવાજ સુંદી ભુપ ન્યાય આપનો,
છે પવિત્ર શામ મારા દરેક કામનો. બંદે.
બ્રહ્મ દેવ આપે બોધ અહરનીશ આંહી,
કરે કામ વૈષ વેપારનું દ્રઢ નિતી મંન મોહી. બંદે.
વિદ્યાર્થી વિદ્યા લયે કરે અભ્યાસ સાર,
નિતી ન્યાય ધર્મ આદી પુસ્તકો પ્રકાશ. બંદે.
હોમ હવન બ્રાહ્મણો કરેછે સુરને કાજ,
દેવાદી દેવ ખુશી થઇ કરો સહાય રાજ. બંદે
( ચાંપરાજ પ્રધાન પ્રત્યે )

### રાગ ઇંદ્રસભાનો.

પ્રજા દુખી છેરે પ્રધાન કરતાં છતાં આમ,

મેઘ વૃષ્ટિ નહીં માટે દુખી ગામે ગામ.
કોપ શું કર્યો પ્રભુ અનાથ ઉપરે,
શું ઉલટ માર્ગમેં ગ્રહણ કર્યો અરે. ( પ્રધાનનો જવાબ )

રાગ સદર.

ખુલાસો ખચીત નાથ જો કરવા તમે ચહો,
ઊતર ના અપાય હુંથી ફરી કદી કહો.
વૃદ્ધ ગુરૂ સત્ય કહું બોલાવો હજુર,
સંશય શંકા કરે દુર છે જ્ઞાન માંહી પુર.
( વૃદ્ધ ગુરૂ આવ્યા પછી ચાંપરાજ પૂછે છે )

રાગ સદર.

નમન કરૂં વૃદ્ધ ગુરૂ દુખી પ્રજા છે કેમ.
પાણી નહીં પૃથ્વીમાં કહો કરીને રહેમ.
( વૃદ્ધ ગુરૂ જવાબ આપે છે )

રાગ લાવણી—અજબીચ મોહોબત તોડી.

સુણ ચાંપરાજ ( ૨ ) તું ચક્ષુ ઉઘાડી ચેત,
વિચાર મનથી સત્ય ધર્મ તું સ્વધર્મની ધરી ટેક.
જે જગત જાળ (૨) નાંખી છે પૃથ્વી માંહી,
ભુલી ભટકે આથડ્યા કે ભાળ મળી નહીં કયાંહી.
જે સુર્ય ચંદ્ર (૨) દે પ્રત્યક્ષ પ્રભુ એંધાણ,
પશુ પક્ષીથી માનવી છે ઉત્તમ જાત પ્રમાણ.
થયા પાપી પંથ (૨) થયો મુળ ધર્મનો નાશ,
વિધવા પાપો કરે ઘણાં તે થયું સર્વ પ્રકાશ.
નથી નીતી ધર્મ (૨) ની કેળવણી સ્ત્રી માંહી,

ઉલટો અનર્થ થાયછે અધ કચર્યા ભણતર માંહી;
કરે બાળ લગ્ન (૨) નહીં જોડાં નરને નારી
પાપી પગલાં ભરે પછીથી સદાય સ્ત્રી મન જારી

**રાગ લાવણી લખીછે તકદીર**

ચાંપરાજ તું ચીત નથી લેતો રૈયત કેરી રાડ કહું
મરેરીબાઇ રંક પ્રજાતો દીલમાં દુખ પામેછે બહુ
એસ નખી નહીં કંઇ પુરપાર્થ તારૂં તું નકી દીલ ધરજે
તપાસ અર્થે મુક્યો તુજને અહંકાર નવ કંઇ કરજે
પ્રજાને રાજી રાખીશ નહીંતો નકી જઇશ નરકમાં હે
થઇશ ગુનેગાર તું પુરો પ્રભુનો ડર ધર દીલકાંહે

(ચાંપરાજ ગુરૂ પ્રતે)

**રાગ સદર**

માફ માગું હું સ્વામી મારા ઉરે રીસ કદી નવ ધરજો;
કરીશ નિશ્ચે કહ્યું આપનું રોપ દોપ સૌપર હરજો;
આજ થકી હું વચન તમારાં પાળીશ પ્રીતે પ્રભુ મારા,
દુર કરૂં સૌ અધર્મ મારો કાનુ નબાંધીશ હું સારા;

(ગુરૂ જતી વખત આશીરવાદ આપેછે.)

**શીખરણી.**

થશે વૃષ્ટિ વેગે ધરીશ રસ્તો ધર્મનો
થશે સારૂં સર્વે પંથ બતાવ્યો સુ સત્યનો;
સદા નહીં તે સાર વસવું નીજ મંદીર મહી;
પ્રજા સારજ લેવી પ્રભુ પ્રત્યક્ષછો અહીં

**સોનરાણી** (ચાંપરાજને દીલ્લી જવાની મુદત થઈ માટે)

### રાગ ઈંદ્રસભા.

સુણુ દાસી પીયુ જશે પાદશાહની પાસ;
અવધ પુરી થઇ હવે પામું દીલમાં ત્રાસ;
જશે દીન દોહલા ના મંન કંઈ ગમે;
નોકરીને માટ રાજ રત્ન ક્યાં ભમે;
વૃતછો વિપમ મારૂં પતિ પ્રાણુ સમાન
કપરૂ કષ્ટ કેમ જાય ભુલી સર્વ ભાન

### રાગ આશાગોડી

કર્મની વાતક્યાં કરીએ દાસી હવે કર્મની વાત ક્યાં કરીએ;
વસ્ત્રાલંકાર પિયુ વિના ધારૂં ધર્મ તણો ભંગ કરીએ. દાસી
વેરી વિસાસો થાય મને સ્વામી તમ વિન દેહ નધરીએ. દાસી
વિકટ મારો ધર્મછે પ્યારા ભક્તિ ઉરે તમ ધરીએ. દાસી

દાસી. **રાગ ઇંદ્ર સભા.**

સુણબાઈ સાંભળોછો સબળ નાથ આપ
પ્રલય કરે જગતનો પ્રીતે ધરેજો આપ
નેક ન્યાય ધરે શાહ ત્યાંલગી જરુર
ક્ષત્રી યવન એક કહે દુશ્મનાઈ દુર

**સોનરાણી. રાગ ઠુમરી જનમો જનમ**

વીરહીઆ માસો આવ્યા મોરી સજની, ટેક.
ચિત ઉદાસ ફરે કહું મારૂં પળ નહીં ચેનજ પડે મોરી સજની વી૦
વસ્ત્રને શણગારકર કર દાસી પીયુ તણા પ્યાર તણીછું પ્યાસી. વી૦

**ચાંપરાજ રાગ સદર**

પ્યારી સુણુ પ્રીતથી કર ચેનનો પ્રકાશ,

દુર્ગે દિલ્લી માંહી જાવું ના થાતું ઉદાસ;
ખાંતથી ભોજન કરો રહો ધારી ધીર,
સ્મરણ કરો શ્રી પ્રભુનું સારૂ રહે શરીર.
અન્નને આધાર દેહ શકતી જે ધરે
દમવો નહીં દેહને રાજી રહો ખરે
નોકરીની મુદ્દત જશે વીતી કાલ નાર.
સુખે રહીશ સદનમાં વખત વિચાર સાર.

**સોન રાણી. રાગ કલ્યાણ.**

પિયુ નમું અહો આ શબ્દ શું કહો.
પ્રતિજ્ઞાને પાળવા આજ્ઞા મુને દીઓ ટેક.
હાર અને શણગાર ધરૂં તો લાગે કડવાં ઝેર
ધરીશ જ્યારે તમે પધારો કરીને હું પર ફેર. પીયુ.
મોતી માળા ઉર ધરૂં તો પામું હું પરી તાપ
ઝાંઝર ને પુર નિલમ કંકણ ધરતાં લાગે પાપ. પીયુ.
તિલક અંજન અર્ચન ચંદન દેખી પામુ ત્રાસ.
એ શોભે સરવે મમ જ્યારે રહેશો પાસ. પીયુ.

**રાગ કરૂંશું નસીબે દુખીઓ કીધોછે.**

ચાલુ હું સાથે પ્યારા કહો તો,શાહ સંહારૂં જો હુકમ કરોતો. ચાલુ.
થાશે વિયોગ વિકટ મુજ પ્યારા, ચાલે કદી મુજના કરૂં ન્યારા. ચાલુ.
ધરી સમ શેરને શાશ ઉડાવું દિલી પતી પર લોક પોચાડું. ચાલુ.
શીર જો જાએ કદી સ્વામી મારા આધીન ના થાઉં તુર્ક પ્યારા. ચાલુ.

**ચાંપરાજ. રાગ ઇંદ્ર સભા.**

પરખી નહીં રીત પ્યારી છુપે નહીં ભાણુ.
લાડા કેરી લામથી છો પ્યારી તું અજાણુ.

અસે કદી આડા ખાંદી હાડા નાખસે.
શીર કરૂં અલગ થાય તોય ધડ રણે ધસે.
મારી કરૂં ભુર પ્યારી પલકમાં ઈપુર.
બાંધીને બેગમ લાવું શાહની જરૂર.
જાવુંછે છ માસ પ્યારી સત્વરે તું જાણ.
ઉદાસ થાતું ના ઘટે ચતુર છો સુજાણ.
મીત્રમાંની શાહને હું જાઊં શાહ પાસ.
શત્રુ વટ થશે જ્યારે જો જે મુજ પ્રકાશ.

**સોન રાણી. રાગ ઠુંમરી. જનમો જનમ.**

પળ પળ વારે પ્યારા પામું હું દર્શન.
દાસી તણી દીંન અરજ ધરો જે. પળ પળ.
પળ એક પ્યારા તમારા વિયોગે.
કેમ કરી કાઢું મારા દીંન કહોને. પળ પળ
પુત્રન મારે માગુંછું સ્વાંમી.
કટાર જે રૂમાલ સદય દીઓને. પળ પળ
મુકીને જાઓ દયા ધરીને.
દરશાન દેજો દુખ હરીને. પળ પળ

**રાગ સોરઠ ગોડી**

પિયુ દયા દાસી પર કરજોરે ભરથાર વચને પળજો.
સુર વીર છો સ્વામી મારા કેદી શત્રુને ભરથાર
પતિ વ્રત મારૂં જો જો પ્રભુજી દાસીની પીડ પર હરજોરે. ભરથાર.

**( પ્રથમ અંક સમાપ્ત )**

# અંક ૨ જો.

(પહાડસિંહ પોતાની સ્રી સાથે મિત્રતાની વાત કરતાં વિમળમતી.)

**વિમળ મતી—** **રાગ ગીતી.**

હરતા મળતા પ્રીતે ધરતા હૃદયે પીડપર સ્પરની,
મિત્ર ધર્મને માની આચરતા શુભ એક અંગ માની.
ગુપ્ત રાખીને ગુણો દેતા પરને મહેત્વ ગુણ ભારે,
પંથ હીતનો પ્રીતે પ્રકાશતા સૌ સંગ મળો જ્યારે.

**પાહાડસિંહ—** **રાગ સદર.**

પૃથ્વિ પાણી વાયુ તેજ આદી મહીં વસ્તુ મળી જ્યારે,
સ્થુલ સર્વનું ત્યારે સાધન જાણો અવર નહીં કાંએ.
નહી મિત્રને તુલ્યે દેહ જાણું મુજ કામ પડે કાંઈ,
અર્પણ અહો નીશ કરૂં હું કામ આવે શું પછી દેહ આંહી

**વિમળ મતી—** **માલીની છંદ.**

અમર નહીંજ આ કાયા અમર કીર્તી હું જાણું,
નથીજ દ્રઢ આ દેહી સુખ સૌ અલ્પ માનુ.
ધન્ય ધન્ય ધન્ય સ્વામી સધ્ય વિચાર સારો,
સન મન મારૂ મળતા વિચાર મારો.

(દીલી પતીની કચેરીમાં સતી સ્ત્રી વીશે ચર્ચા થતાં.)
(ચાંપરાજ ઊભો થઈ બોલે છે.)

**રાગ જુઓ જુઓ વીપ્રેભડી હામ.**

**ચાંપરાજ**—સુણ દીલી પતિ તખ્તેશ કલંક ક્ષત્રી નહીં ધરેરે.
ઉભો આગળે છે બુંદીનરેશ, કલંક.
મારી નારી છે પતિવ્રત પુર, કલંક.
છોડયું રાજવીએ પોતાનું શુર, કલંક.
જુઓ ભિષ્મ અને ભીમસેન, કલંક.
કહું ત્રાત્રજી કરણને વેન, કલંક.
પ્રિતે પેખો પૃથ્વી રાજ જાણ, કલંક.

આપ્યો ગોરી જે આપ તણો બાણુ, કલંક.
ધારી ધીરને કહું છું ખચીત, કલંક.
સતી નાર છે મુજને પ્રતીત, કલંક.
નથી ક્ષત્રી તણાં થયો નાશ, કલંક.
રહે જ્યાં લગી સુર્ય પ્રકાશ, કલંક.

અંક ૨. સમાપ્ત.

# अंक ३ जो.

(શેરએક સોનરાણી સાથે છળ કરી આવ્યો તે પછી શાહે ચાંપરાજને ફાંસીનો હુકમ કર્યો તે વખતે કહે છે.)

ચાંપરાજ— રાગ ગજલ ભેરવી.

છોડી આશ આ સંસારની મરવા તેયાર છું,
મરવા તેયાર છું ખરે હું ગુનેગાર છું, છોડી.
ધિક્કાર છે સ્ત્રી જાતને અધીક શું કહું, છોડી.
સરત કીધી સતી જાણી થઇ ભ્રષ્ટ નાર તું, છોડી.
રજા આપો રહેમ કરી જઈ ફીટકાર દઊં, છોડી.

(બાદશાહે જામીન માગ્યો ત્યારે.)

રાગ સદર.

જામીન ના જડે કહું ખાવીંદ ખલ્ક માંય,
જીવ આપે આપનો ન પેખું પૃથ્વી માંય. જામીન.
ધરો ભરૂસો માહરો અરજ હું કરૂં,
ધિક્કાર આપી એહને નિશ્ચે પાછો ફરૂં. જામીન.
પુર્વ જેનો કોલ આપું ખાઉં છું કસમ,
હાડા નામ ના ગુમાવું છું મરવા પ્રસંન. જામીન.
કદીક ના દીઓ રજા કરો સજા આ ઠાર,

તૈયારછું તમ આગળે હાજર છું આ વાર. જામીન.

**પહાડસીંહ— રાગ અરે તાત તું થઇને અરે.**

સરકાર શીદ્યે ઘો રજા જામીન તેનો હું થાઊંછું,
કદીક હાડો ઘેર રહે તો મરવા હું તૈયારછું. ટેક.
શીશ મારૂં તે બદલ સમર્પુ સાહ હું ખરે,
રે નીઘા કરો હું ઉપરે કૃપા કરો દીલ ચાઊંછું. સરકાર.
ચાંપરાજને પહાડસીંહ જાણો તમે એક જાનરે,
ન જાણુવી જુદાઇ તેમાં હું પ્રાણ દેવા તૈયારછું. સરકાર.

**ચાંપરાજ— રાગ લાઈબહાર.**

મીત્ર વિના જગ્તમાંરે મિથ્યા દેહ જાણુવો.
સંકટ ના પડે ત્યાં સુધી મિત્રના પ્રમાણુવો. મીત્ર.
શીર આપે સંકટ સમે આપ પ્રાણ આપવો,
ધંન્ય ધંન્ય જગતમાં તે મિત્ર ખરો માંનવો. મીત્ર.
પહાડસિંહ પ્યાર તુજ વીસરૂં કેમ હું અહીં,
મૃત્યુ મુખ હાથ ઘાલ્યો અંન્ય ધરે હામ નહીં. મીત્ર.
મિત્ર તાગીછે ઘણા ખાવા રંગ માણુવા,
ભ્રાતથી ન કૃત્ય થાય મોત શીર આણુવા. મીત્ર.
જાઊં જરૂર નારી પાસ આવું પાછો ત્યાં ફરી,
વચન હારવું નહીં શિક્ષા નારીને કરી. મીત્ર.

**પહાડસિંહ- બંકાવળી હું પરી ઇમરકી**

હાડાની નારી ઠરી વ્યભીચારી આફ્ત આવી મીત્ર ઉપરે,
દીના તું નાથ કલંક ઉતારી થાઓ પ્રસન ને ચડો સુજવારે. ટેક
સત્ય પ્રગટ કરો અરજ ઉર ધ્રરો, તુજવીન દુખથી કોણ ઉગારે;
હાડાની પ્યારી શુદ્ધછે નારી, કરેન કૃત એ મંન કદમારે. હાડા.

મુદત એની ચાંપે ચુકાવું શીશ સમર્પું નિશ્ચે આ વારે.
પ્રપંચ પુરો ભાસે છે મુજને સહાય કરો તમે જાદાજછે આરે હાડા.

**સોનરાણી**—( પતિને નોકરીથી મુક્ત કરવા પુજન કરે છે )

**રાગ હીંડી.**

ધર દાસી હ્રદય વચન મુજ આજે,
ખરે સાજ સર્વ લાવ પુજન કાજે;
પતિ પાપ સર્વ બળી થાય પ્રાજે. ધર દાસી.
સ્વામી સેવના કરેછે શત્રુ પાસે,
કૃપા દાન માગી મટાડું ઉલ્લાસે;
મુજ સત્ય કરૂં ખરૂં તે પ્રકાશે. ધર દાસી.
શુદ્ધ વારી લાવ અષ્ટગંધ ધુપ,
શુધ સાદ મીષ્ટ ઉત્તમ અનુપ;
દયા દેવી કરી મોકલે મુજ ભુપ. ધર દાસી.

**( અંક ૩ સમાપ્ત. )**

# अंक ४ थो.

**સોનરાણી** ( પુજન કરેછે. ) **રાગ મેં જાનતીથી પરીઓસે.**

શુભ કરો કૃપા નાથ મુજ સ્વામનું
રટુંછું હું દીન રાત તમારા નામનું હો. શુભ કરો.
પ્રાણ આધારા જીવન હાર પડ્યાછે આધીન.
કૃપાકરી દુર કરો દુખ દાસ ત્વનું હો. શુભ કરો
જન્મ ગાંઠ મુજ પતિની સફળ કરો સદા.
જય આપો જગંનાથ ટાળી આપદા. હો. શુભ કરો.
( ચાંપરાજ આવી સોનરાણીને મારેછે ત્યારે દાસીએ. )

**દાસી** **કલ્યાણ ગજલ**

રે હાડાજી શુધરો ધર્મ આ નિર્મળ નારી તમારીરે. હાડાજી

ધરે ભક્તિ શુધ પ્રિતે તમારી દેહન જાણો તમે ન્યારીરે હાડાજી
કોપ કરોમાં અપાધરો ઉરે મારીબાઈ ધર્મ રહ્યાં ધારીરે હાડાજી
પાલ્યું પતિ વ્રત કષ્ટો સહીને અહો નીશ થઈ દુખીઆરીરે. હાડાજી

(ચાંપરાજ ગયા પછી)

સોનરાણી. **( રાગ પીયુને તજાવનાર )**

કોપ આશું એકા એક કર્યો માહારાજ
દુખનું આ દળ દેખી ડરી મરૂંરે. ટેક
ધર્મ ભંગ કીધો નથી પ્રભુ માહારા
સત્ય મારૂં જાણેછે નકી હરી હરા કોપ
પધાર્યા સ્વામીને શીદ પાછારે ફર્યા
ને નમાં હનોરે રોષ તજીને ગયા. કોપ
નથી કીધો ભંગ મારા પતિ વ્રતનો,
ખરે ખર દોષ માનું મુજ કર્મનો કોપ
અંન્ય તણું મુખ કદી દીઠુંરે નથી
સદા રાખી પિયુ વ્રતિ મંનમાં નકી. કોપ
ખાન પાંન વસ્ત્ર આદી તજ્યામેં શૃંગાર
યોગીનીનું વ્રત ધારી ધીર રાખી સાર કોપ.

દાસી **( રાગ બનજારા. )**

એની શેવા તમારીછે સારી બહુ ઈષ્ટ દેવને. પ્યારી ટેક
શુધ પ્રિતે શિયળ તમે પાળો અહો રાત્ર રટણમાં ગાળો
દીનો નાથ થશે સાહ્ય કારી બહુઈષ્ટ.
જોઈ ધર્મ આચાર તમારો જોઇ ખુશીછે આત્મા મારો
જોઉં મૂળથી વ્રતી તમારી બહુઇષ્ટ.
તમે પતિ રટણનાં ચુક્યાં નથી ધર્મ વ્રતને મુક્યાં
નથી જગમાં તમ સમ નારી. બહુઇષ્ટ

હવે છોડો શોકને બાઈ કાંઇ યુક્તિ કરો દીલ માંહી
શોધો આરોપની મુક્ત બારી અહુઈઇ.

**સોનરાણી.** **( રાગ દેશની ખમાચ )**

મને આપી ધિક્કાર ગયા પ્રાણ આધાર દીલે લાગીછે આગ
શું કહું સજની દીધું કલંક થાશે દેહનો નાશ. મનેઆપી
ધર્યું પિયુ પર પ્યાર શુધ ચિતે અપાર શિરે આવી ગાળ
શું કહું સજની વચન પ્રહાર નવ કીધો પ્રકાશ મને આપી
કરો મુજ સંહાર પ્રભુ પિયુ ઉગાર નમુ ધરીને પ્યાર
શું કહું સજની પ્રભુ કપટ પાસનો કરો પ્રકાશ; મને.
દાસી દે તરવાર નહીં જગતમાં સાર ગયા જીવન હાર,
શું કહું સજની ભવ સીંધુ તાર થાય સત્ય ઉજાસ; મને.

**દાસી—** **(રાગ સદર)**

નહી શોકમાં સાર તજો મિથ્યા વિચાર નહીં કરવી વાર,
બેનીરે પ્યારી દુખ વાદળ આવ્યું દૂર કરો; નહીં શોક.
જાણો પ્રભુ કૃપાળ તમ નિતીનો સાર નહી માર્ગમાં સાર,
બેનીરે પ્યારી આવે મિથ્યા આળ ફર શી ખધરો નહીં શોક.

**સોનરાણી—** **(રાગ આશા ગોડી)**

કૃપા કરો દુખ હર્તા દુખ સમે કૃપા કરો દુખ હર્તા, ટેક.
શિર જાએ કદી શિયળ ન ચુકું સહાય થજો જગ ભર્તા, દુખ.
ભક્ત જનોની પિડ ધરી હૃદયે રક્ષા કરો જગ કર્તા, દુખ.
કલંક લગાડ્યું કોણે આ મુજને કોણ થયુ સુખ હર્તા, દુખ.
(સોનારાણી દીલી જતી વખત પ્રધાનને કહે છે.)

**(રાગ ગુરૂ આવીદ્દના મહીનાનો.)**

નમું પીતા સમાન પ્રધાન લ્યો વિનતી મારીરે,
કહું વર્ણવ કરીને આજ સુણો ધીર ધારીરે.

વ્રત પાળું પતિવ્રત આપ જાણો છો સરવેરે.
દુરદેશ વસે છે નાથ સંભારૂં હું હરનેરે.
આવ્યા આપ અચાનક આજ પાછલી રાતેરે,
આપી છે હને વચન પ્રહાર ગયા તે પ્રભાતેરે
હતી શંકર પુજન માંહી જમ્ન ગાંઠ મારેરે,
આવી આપ્યો અતી ધીટકાર હ્રદયે તો ફાટેરે.
દરાવી વ્યભી ચારણી નાર ધિક્કાર આપીને,
સુણી લાગી છે દીલે જવાળ નાશ કુંભા પીરે.
મુજ દાસી અને હું બેય દીલી પરવરીએરે.
પીતા પાળ જો ધારીને પ્રેમ પીઠ હરીનેરે.
કરૂં સત્ય તણો પ્રકાશ તો દેહ હું ધારૂંરે.
નહીં તો મરીશ મુજ પતી માટ સર્વ અકારૂંરે.

**સોનરાણી**—( દીલી જતાં પ્રભુ પ્રાર્થના. )

## રાગ વેરાડી જોગીયો.

આ કલંક મુજ ઉતારીને ઉગારો પ્રાણનાથ, ટેક
જુઓ મુજ સમુ પ્રભુ મારા વંદુ જોડી હાથ,
સત્ય મુજ પ્રગટ કરો ઉગારો પ્રાણનાથ; આ કલંક
ક્ષત્રી કુળ હું નાહ જાતું લજાવું ના માત તાત,
અગ્ની લાગ્યો મુજ હ્રદયે ઉગારો પ્રાણનાથ; આ કલંક.
હાડા કેરી હું હું પ્યારી થઈ ગુનકા આ વાર,
કરી કસોટી સત્ય કરવા ઉગારો પ્રાણનાથ; આ કલંક
દ્રુપદી અહલ્યાને ઉગારી ગજ ગ્રહ્યો તમે હાથ,
દમવંતીની દયા ધરી ઉગારો પ્રાણનાથ; આ કલંક
શીખવ્યા કોણે સ્વામીને કે દુષ્ટનો કીધો સાથ,
વાંક નથી વાલા કંઈ મારો ઉગારો પ્રાણનાથ; આ કલંક.

દાસી— (રાગ જગાઈહારી)

સખી તુજ ટેક સારીરે લેશે નાથજી ઉગારીરે, સખી.
પ્રદેશમાં મન જોડો વખત છે થોડોરે,
કરો અશ્વ તણી અસવારીરે; સખી.
જગતપતિ સાહ્ય થાશે વીધન દુર થાશેરે,
લેશો તમે પતિને નકી ઉગારીરે. સખી.

# अंक ૯ मो.

( પહાડસીંહ ફાંસી ચડે છે ત્યારે તેની સ્ત્રી સાથે વાત કરેછે )

વિમળમતિ— રાગ સૈયર દુખ શું દાખવું.

નિજ મિત્ર માટે નાથજી આપો આપો અમુલ્ય પ્રાણ,
આથી અધીકજન શું કરે, છોજી ચતુર સુજાણ. નિજ.
ધંન્ય ઘડી ધંન્ય આપને, બચાવ્યો મીત્ર પ્રાણ;
આનંદ અધિક હૃદય વીશે, થાશે જગમાં તે જાણ. નિજ.
દીલગીરી માત્ર છે મનમાં, સહિશ કેમ વિયોગ;
કષ્ટની સિમા આવી રહી, થાશે કયારે સંયોગ. નિજ.
સુનું સરવે મને ભાસશે, થાશે સંસાર ઝેર;
થાઉ સતી તમ પાછળે, પ્રભુની થાશે મહેર. નિજ.

પહાડસિંહ— રાગ સદર.

શોક છોડો પ્યારી માહરી ન કર દુખમાં લીન,
કરવા દે સુકૃત આ સમે થાશે પ્રભુ પ્રસંન. શોક.
હર્ષ માંની જાઓ ગ્રહ વિશે પ્રીતે સંભાળો બાળ,
મિત્ર મારાને પ્રિતે કહો આપી ગ્રહની સંભાળ.. શોક.
જા, માન સિંહ તુ સંગમાં રાખો ગુપ્ત આ વાત,
મિત્ર કદી આવું સાંભળે કરશે દેહની ઘાત. શોક.
અમર થશે દેહ માહરી ઠીક મળ્યો સંયોગ,

જનમો જનમ લઈ માગું હું આવો મિત્રનો યોગ. શોક.
( પહાડસિંહ દોરડું નાખે છે તેટલામાં ચાંપરાજ આવી કહેછે )

ચાંપરાજ— રાગ ગોપીચંદ.

ધંન્ય મિત્રજ મારા ધંન્ય છે તારાં માત તાતને. ટેક.
મિત્રાઈની રીત જાણુ તું દેહ ન જાણું અંન્ય,
વિલંબ થયો મિથ્યા મુજ વીરા છે તુજ જીવન ધન્ય. ધંન્ય.
તત્પર થયો તું પ્રાણ આપવા ધંન્ય તમારી જાત,
મરત કદી તું મીત્ર માહરા શું કરત હું ભ્રાતરે. ધંન્ય.
નિરાશ થાત સ્ત્રિ બાળ તુજનાં સરવે જગતની માંહી,
દેખી દાઝત અહરનીશ હું મળત તુજને કયાંહી. ધંન્ય.
દુર્લભ મીત્ર મળે તુજ જેવા જોતાં સર્વ જગત,
કહેવત તેતો પાળી પ્રીતે જગને કર્યુ પ્રગટરે. ધંન્ય.

પહાડસિંહ— રાગ સદર.

દીધું દૈવ દુખ તે મીત્ર આવ્યોરે મુજ આ સમે. ટેક.
કેમ જોઇશ હું ઘાતજ તારી છો મુજ જીવ સમાન,
મરૂં મીત્ર વિના હું આંહી મને જગત થયું વેરાનરે. દીધું.
અલ્પકાળ માટે મુજ ઇચ્છા કીધી ભંગ કૃપાળ,
ઝુરી મરીશ હું તુજ વિયોગે દયા કરોને દયાળ. દીધું.

---

( બાદશાહની કચેરીમાં સોનરાણી નાયકા થઇ આવતાં )

સોનરાણી— રાગ મેવાડો.

શાણા શાહજી દીલ દરીઆવરે મને આપોને ઇનસાફ. ટેક.
કપટ કેરૂં જે કૃત્ય કરે તે ચાલે ઘડી બેચાર,
સત્યની થાએ ચડાઇ જ્યારે સર્વ મટે અંધકાર. મને.
શુધ મોતી બે છીપનું તેને કૃત્રિમ જાણે કોય,
એરણ ઉપર રાખતાં તેની સેજ પરીક્ષા હોયરે; મને.
ગિલ્ટ લગાવી ચાંદીને કદી કરવા ધારે હેમ,

દાસી— (રાગ જમાઈહારી)

સખી તુજ ટેક સારીરે લેશે નાથજી ઉગારીરે, સખી.
પ્રદેશમાં મન જોડો વખત છે થોડોરે,
કરો અશ્વ તણી અસવારીરે; સખી.
જગતપતિ સાહ્ય થાશે વીઘન દુર થાશેરે,
લેશો તમે પતિને નકી ઉગારીરે. સખી.

# अंक ५ मो.

( પહાડસીંહ ફાંસી ચડે છે ત્યારે તેની સ્ત્રી સાથે વાત કરેછે )

વિમળમતિ— રાગ સૈયર દુખ શું દાખવું.

નિજ મિત્ર માટે નાથજી આપો આપો અમુલ્ય પ્રાણ,
આથી અધીકજન શું કરે, છોજી ચતુર સુજાણ. નિજ.
ધંન્ય ઘડી ધંન્ય આપને, બચાવ્યો મીત્ર પ્રાણ;
આનંદ અધિક હૃદય વીશે, થાશે જગમાં તે જાણ. નિજ.
દીલગીરી માત્ર છે મનમાં, સહિશ કેમ વિયોગ;
કષ્ટની સિમા આવી રહી, થાશે કયારે સંયોગ. નિજ.
સુનું સરવ મને ભાસશે, થાશે સંસાર ઝેર;
થાઉં સતી તમ પાછળે, પ્રભુની થાશે મહેર. નિજ.

પહાડસિંહ— રાગ સદર.

શોક છોડો પ્યારી માહરી ન કર દુખમાં લીન,
કરવા દે સુકૃત આ સમે થાશે પ્રભુ પ્રસંન. શોક.
હવે માંની જાઓ અહ વિશે પ્રીતે સંભાળો બાળ,
મિત્ર મારાને પ્રિતે કહો આપી અહની સંભાળ.. શોક.
જા, માન સિંહ તુ સંગમાં રાખો ગુપ્ત આ વાત,
મિત્ર કદી આવું સાંભળે કરશે દેહની ઘાત. શોક.
અમર થશે દેહ માહરી ઠીક મલ્યો સંયોગ,

જનમો જનમ લઈ માગું હું આવો મિત્રનો યોગ. શોક.

( પહાડસિંહ દોરડું નાખે છે તેટલામાં ચાંપરાજ આવી કહેછે )

ચાંપરાજ— રાગ ગોપીચંદ.

ધંન્ય મિત્રજ મારા ધંન્ય છે તારાં માત તાતને. ટેક.
મિત્રાઈની રીત જાણુ તું દેહ ન જાણું અંન્ય,
વિલંબ થયો મિથ્યા મુજ વીરા છે તુજ જીવન ધન્ય. ધંન્ય.
તત્પર થયો તું પ્રાણુ આપવા ધંન્ય તમારી જાત,
મરત કદી તું મીત્ર માહરા શું કરત હું ભ્રાતરે. ધંન્ય.
નિરાશ થાત સ્ત્રિ બાળ તુજનાં સરવે જગતની માંહી,
દેખી દાઝત અહરનીશ હું મળત તુજને ક્યાંહી. ધંન્ય.
દુર્લભ મીત્ર મળે તુજ જેવા જોતાં સર્વ જગત,
કહેવત તેંતો પાળી પ્રીતે જગને કર્યું પ્રગટરે. ધંન્ય.

પહાડસિંહ— રાગ સદર.

દીધું દૈવ દુખ તે મીત્ર આવ્યોરે મુજ આ સમે. ટેક.
કેમ જોઈશ હું ઘાતજ તારી છો મુજ જીવ સમાન,
મરૂં મીત્ર વિના હું આંહી મને જગત થયું વેરાનરે. દીધું.
અલ્પકાળ માટે મુજ ઇચ્છા કીધી ભંગ કૃપાળ,
ઝુરી મરીશ હું તુજ વિયોગે દયા કરોને દયાળ. દીધું.

---

( બાદશાહની કચેરીમાં સોનરાણી નાયકા થઇ આવતાં )

સોનરાણી— રાગ મેવાડો.

શાણા શાહછો દીલ ધરીઆવરે મને આપોને ઇનસાફ. ટેક.
કપટ કેરૂં જે કૃત્ય કરે તે ચાલે ઘડી બેચાર,
સત્યની થાએ ચડાઈ જ્યારે સર્વ મટે અંધકાર. મને.
શુધ મોતી બે છીપનું તેને કૃત્રિમ જાણે કોય,
એરણ ઉપર રાખતાં તેની સેજ પરીક્ષા હોયરે; મને.
ગિલ્ટ લગાવી ચાંદીને કદી કરવા ધારે હેમ,

અતરડી જો ઉર ધરે તેનો દૂર થાએ સૌ વેમરે; મને.
પ્રિયા પ્રિતમ પ્યાર જાણો ગાંઠ પડી મન એક,
ત્રુટે કદી તે તાણતાં પડે ગાંઠ તો છોડેં ટેકરે; મને.
સુમલે ખાધી ચુગલી ધારો નહીં વિશ્વાસ,
છેહ મ દઈએ શાયબા કીધા વીના પ્રકાસરે. મને.

**સોનરાણી–(રાગ લાવણી ખુશ રહો સનમની મેરે બીધાતા)**

મુજ અરજી આણો ઉર પમાડો શાંત્તા,
આ નથી નાયકાનાર હાડાની કાંત્તા.
નથી આવ્યો એહ મુજ વાસ વાતછે સાચી,
કરી જીકર સત્યને કાજ વાત તે કાચી.
હું પતિવ્રતા છું નાર રટણ દીન રાત,
પિયુ આવ્યા મારી પાસ કરી મને વાત.
કર્યો વચન તણો પ્રહાર ક્રોધ તો કરીને,
ફર્યા તરત પાછા તેવાર ઉભાજ રહીને.
દીલ ખટકે કહ્યું વચન શીર તેં ખોયું,
જાણું નહીં શું છે વાત ચીત મુજ પ્રોયું.
નહીં મેલ તણી મેં બહાર કદી ના જોયું,
બની નિશ્ચે હું નાયકાનાર નુર મુજ ખોયું.
નિર્દોશ ઠરી હું નાર સર્વ સમક્ષે,
સતાવી સતીને પ્રભુ ચડયા મુજ પક્ષે.
સ્વામીની વાત હતી સત્ય સતી હું નારી,
પ્રપંચ કર્યો પાપીએ કર્યો બા કારી.

**ચાંપરાજ— (રાગ ચોપાઇ.)**

કાઢ્યું કામ મને દુખ કરવા. ચાહું હાથ હું શરીરપર ધરવા,
કરી શાહ તમે મહેરબાની શીક્ષ છોડો અર્જ મુજ માંની.
શરણાંગતને ન હોએ ઘાત ક્ષત્રી ધારો છે પુર્ણ પ્રખ્યાત,
થાતું હોએ થાએ ખરે ખાત બનવા ટાંણે બની તે વાત.

**ચાંપરાજ—(પશ્ચાતાપ.) રાગ માલીની છંદ.**

થર થર થર કંપે ક્રોધથી ચર્ણુ મારા,
સાહસ ક્રાંત કીધું તોડી મેં ન્યાય ધારા.
ફટ ફટ ફટ હું પાપી પ્રીત પકી વીસારી,
ફોગટ ફીટ કારી જે હતી શુધ નારી.

**ચાંપરાજ—(સોનરાણી પ્રતે માફી માગેછે.)**
**રાગ દીલદારીકા.**

નિર્દય થયો નારીરે અરે તું મુજ પ્રાણ,
દીલ ઘરના લોચન બરમાં છો સતીઆં નખ,
સીયાં નજરીનાં ડર ઉરનાં; નિર્દય થ્યો.
સજડ ગાંઠ છે નરનારીની છુટે નહી લ્યો દીલમાં માંની,
માફી આપી વ્યાપીરે; નિર્દય થ્યો.

**સોનરાણી—(ચાંપરાજ પ્રતે.) રાગ ઇંદ્રસભા.**

વાંક નથી પતી રતી આપનો કહું,
બનાવ સબળ ઇશ્વરી માનો તમે બહુ.
કીધી હોડ કંથજી દીલી સભાની માંય,
બચાવું ના હું આપને કરૂં શું પછી આંય.
કર્યું નથી કૃત કુડું વિચારોને ઉર,
થઇ પ્રસિદ્ધ સત્ય ધરી રાખ્યું નામ શુર.

**સર્વપાત્રો— પુર્ણ થયોછે ખેલ સજનો.**

ભાવે ભજવ્યો ખેલ સજનો, ભાવે ભજવ્યો ખેલ, સજનો.
સોનરાણીએ સત્ય પ્રકાસ્યું, આનંદની થઇ રેલ. સજનો.
સાહસ કીધું અતિ ચાંપરાજે, સ્ત્રીએ કાઢયો મનમેલ. સજનો.
દોષ સુણીને શિક્ષા ન કરવી, જોવું કૃત કેવું થએલ. સજનો.
સીયો ગુણ સૌ ગ્રહણ કરી આ, કૃત ક્રરો જે કીધેલ. સજનો.

**સમાપ્ત.**

અતરડી જે ઉર ધરે તેનો દૂર થાએ સૌ વેમરે; મને.
પ્રિયા પ્રિતમ પ્યાર જાણો ગાંઠ પડી મન એક,
ત્રુટે કદી તે તાણુનાં પડે ગાંઠ તો છોડે ટેકરે; મને.
મુગલે ખાધી ચુગલી ધારો નહીં વિશ્વાસ,
છેહ મ દઈએ શાયબા કીધા વીના પ્રકાશરે. મને.

**સોનરાણી–(રાગ લાવણી ખુશ રહો સનમની મેરે બીવાતા)**

મુજ અરજી આણો ઉર પમાડો શાંત્તા,
આ નથી નાયકાનાર હાડાની કાંત્તા.
નથી આવ્યો એહ મુજ વાસ વાતછે સાચી,
કરી જીકર સત્યને કાજ વાત તે કાચી.
હું પતિવૃતા છું નાર રટણુ દીન રાત,
પિયુ આવ્યા મારી પાસ કરી મને વાત.
કર્યા વચન તણો પ્રહાર ક્રોધ તો કરીને,
ફર્યા તરત પાછા તેવાર ઉભાજ રહીને.
દીલ ખટકે કહ્યું વચન શીર તેં ખોયું,
જાણું નહીં શું છે વાત ચીત મુજ પ્રોયું.
નહીં મેલ તણી મેં બહાર કદી ના જોયું,
બની નિશ્ચે હું નાયકાનાર નુર મુજ ખોયું.
નિર્દોશ ઠરી હું નાર સર્વ સમક્ષે,
સતાવી સતીને પ્રભુ ચડયા મુજ પક્ષે.
સ્વામીની વાત હલી સત્ય સતી હું નારી,
પ્રપંચ કર્યો પાપીએ કર્યો ધા કારી.

**ચાંપરાજ— (રાગ ચોપાઇ.)**

કીધું કામ મને દુખ કરવા ચાહું હાથ હું શરીરપર ધરવા,
કરી શાહ તમે મહેરબાની શીધ્ર છોડો અર્જ મુજ માંની.
શરણાંગતને ન હોએ ધાત ક્ષત્રી ધારો છે પુર્ણ પ્રખ્યાત,
થાતું હોએ થાએ ખરે ખાત બનવા ટાંણે બની તે વાત.

**ચાંપરાજ—(પશ્ચાતાપ.) રાગ માલીની છંદ.**

થર થર થર કંપે ક્રોધથી ચર્ણ મારા,
સાહસ કાત કીધું તોડી મેં ન્યાય ધારા.
ફટ ફટ ફટ હું પાપી પ્રીત પકી વીસારી,
ફોગટ ફીટ કારી જે હતી શુધ નારી.

**ચાંપરાજ—(સોનરાણી પ્રતે માફી માગેછે.)**
**રાગ દીલદારીકા.**

નિર્દય થયો નારીરે અરે તું મુજ પ્રાણ,
દીલ ધરના લોચન ભરમાં છો સતીઆં નખ.
સીયાં નજરીનાં ડર ઉરનાં; નિર્દય થયો.
સજડ ગાંઠ છે નરનારીની છુટે નહી લ્યો દીલમાં માની,
માફી આપી વ્યાપીરે; નિર્દય થયો.

**સોનરાણી—(ચાંપરાજ પ્રતે.) રાગ ઇંદ્રસભા.**

વાંક નથી પતી રતી આપનો કહું,
બનાવ સબળ ઇશ્વરી માનો લમે બહુ.
કીધી હોડ કંથજી દીલી સભાની માંય,
બચાવું ના હું આપને કરૂં શું પછી આંય.
કર્યું નથી કૃત કુડું વિચારોને ઉર;
થઇ પ્રસિદ્ધ સત્ય ધરી રાખ્યું નામ શુર.

**સર્વપાત્રો— પુર્ણ થયોછે ખેલ સજનો.**

ભાવે ભજવ્યો ખેલ સજનો, ભાવે ભજવ્યો ખેલ. સજનો.
સોનરાણીએ સત્ય પ્રકાશ્યું, આનંદની થઇ રેલ. સજનો.
સાહસ કીધું અતિ ચાંપરાજે, સ્ત્રીએ કાઢયો મનમેલ. સજનો.
દોષ સુણીને શિક્ષા ન કરવી, જોવું કૃત કેવું થએલ. સજનો.
સ્ત્રીયો ગુણ સૌ ગ્રહણ કરી આ, કૃતકરો જે કીધેલ. સજનો.

**સમાપ્ત.**

## જાહેર ખબર.

અમારી દુકાનેથી દરેક તરેહની સેંકડો જાતની દેશી તથા ઘણી ઘણી જાતનાં પુસ્તકો જેવાં કે વાર્તા, નાટક, કોરસ, કાયદા, ડિપોમાં ચાલતી તમામ બુકો તથા સીલેટો તે શિવાય અમારા પ્રગટ કરેલાં પુસ્તકો કિફાયત ભાવથી મળશે જેઓને જોઇએ તેમણે નીચેને સિરનામે મંગાવવું.

**સહી સેક્રેટરી દેવચંદ ફુલચંદ તથા ગુલાબદાસ કહાનદાસ.**

## જાહેર ખબર.

હરેક કોઇને કાંઇપણ છપાવવું હશે તો કંટ્રાકટ રાખી કિફાયતથી સુંદર કામ કરાવી આપીશું

**સહી સેક્રેટરી દેવચંદ ફુલચંદ.**

## જાહેર ખબર.

કોઇ ગૃહસ્થની પાસે રચેલું પુસ્તક તૈયાર હોવા છતાં ગમે તે કારણથી છપાવા અશક્ત હોય ને અમારા ઉપર મોકલશે તો સારૂં હશે તો અમે છપાવી પ્રસિદ્ધ કરશું.

**ગુલાબદાસ કહાનદાસ મણીઆર.**

## સૂચના.

ઉપરની જાહેર ખબરોનો ખુલાસો કરવાનો પત્ર નીચેને સીરનામે લખવો.

**મણીઆર બાલુભાઈ કહાનદાસની કંપની.**

**ભાવનગર.**

**સહી ગુલાબદાસ કહાનદાસ મ૦**

**દેવચંદ ફુલચંદ શેઠ**

# મણીઆર બાપુભાઈ કહાનદાસની કંપ-
# નીએ પ્રગટ કરેલાં પુસ્તકોની યાદી.

ઘણાં સર્ટીફીકેટો મળેલાં વનરાજ ચાવડાનું નાટક. રૂ૦—૮—૦
શૃંગારથી ભરપુર શૃંગાર.
સિદ્ધરાજ જયસિંહ ગાયન. રૂ૦—૪—૦
ઉદેપુરના રાણા પ્રતાપસિંહનાં જનપ્રિય ગાયન. રૂ૦—૨—૦
જોધપુરના રાઠોડ કર્ણસિંહના દિલપસંદ ગાયન. રૂ૦—૨—૦
ચાંપરાજ હાડાનાં સુંદર ગાયન. રૂ૦—૨—૦
સ્વર્ગની નીસરણી. રૂ૦—૨—૦
સિનાઇના મહિના રૂ૦—૦—૩
બહુમખંડન નાટક છપાય છે ગ્રાહક થઈ નામ નોંધાવો. રૂ૦—૦—૩
વિધવા આખ્યાન છપાય છે. રૂ૦—૮—૦
રૂ૦—૬—૦

ઉપરનાં પુસ્તકો જોઇએ તો અમારા એજંટો પાસેથી પણ મળી શકશે ભાવનગર—પુરશોતમ ગીગાભાઈ તથા કરમાલી દાઉદભાઇ ગોળ બજાર. હરીચંદ હાકરશી, નાનચંદ રાયચંદની દુકાને. ગોઘા—હરિચંદ અમીચંદ. જુનાગઢ—ઠાકે-અર જયરામ હા. સૌરાષ્ટ્રદર્પણ ઓફિસ. સુરત—લાલભાઈ જીવ-ણદાસ નાણાવટમાં. મહુવા—જનરલ મરચન્ટ એન્ડ પબ્લીશર ભગવાનદાસ દુર્લભદાસ. બોટાદ—પુરશોતમ કકલ સોલંકી, સત્સંગ પ્રકાશના અધિપતિ. અમદાવાદ—બાલાભાઈ નગીનદાસ બુકસેલર રીચીરોડ. તે સિવાય જાણીતા બુકસેલરો પાસેથી પણ મળશે.

**સહી દેવચંદ ફુલચંદ ચોધારી.**
**ગુલાબદાસ કહાનદાસ મણીઆર.**